# શ્રી પાર્શ્વનાથ

લેખક :

ધીરજલાલ ટોકરશી શાહ.

મુંબઈ ઈલાકા કેળવણી ખાતા તરફથી પ્રાથમિક શાળાઓમાં
ઈનામ–લાયબ્રેરી માટે મંજુર થયેલી બાળગ્રન્થાવળીનાં ૪૦ પુસ્તકો

પ્રથમ શ્રેણી. .. .. પુષ્પ ૩

# શ્રી પાર્શ્વનાથ

: લેખક :
ધીરજલાલ ટોકરશી શાહ

પ્રકાશક
બાળગ્રંથાવળી કાર્યાલય
ખાનપુર, અમદાવાદ.



સંવત
૧૯૮૬

છુટક
સવાઆનો

પૂજ્ય પિતાશ્રીને ભક્તિપૂર્વક
:: સમર્પણ. ::



પ્રથમ આવૃતિ ૧૨૫૦ પોષશુદી ૧ ૧૯૮૫
બીજી આવૃતિ ૧૧૦૦ ચૈત્ર વદી ૧ ૧૯૮૫
ત્રીજી આવૃતિ ૧૫૦૦ શ્રાવણ વદી ૮ ૧૯૮૬

મુદ્રક : મૂળચંદભાઈ ત્રિકમલાલ પટેલ
મુદ્રણસ્થાન : સૂર્યપ્રકાશ મુદ્રણાલય ”
ઘી કાંટા રોડ :: અમદાવાદ

# શ્રી પાર્શ્વનાથ

:૧:

ગંગાજી ધીમાં ધીમાં વહે છે. તેના કિનારે મોટું શહેર છે. તેનું નામ કાશી. ત્યાં અશ્વસેન નામે રાજા છે. તેમની પટરાણીનું નામ વામાદેવી. બંને એક બીજાપર ખુબ પ્રેમ રાખે છે અને આનંદમાં વખત પસાર કરે છે.

એક દિવસ અંધારીઘોર રાત છે. વામાદેવી પોતાના પલંગમાં સુતા છે. એવામાં પડખે થઈને કાળો નાગ નીકળ્યો. એક તો અંધારૂ અને તેમાં વળી કાળો નાગ. એ તે શે દેખાય? પણ આશ્ચર્ય કે વામાદેવીએ એ કાળા નાગને કાળી રાત્રિએ જોયો. છતાં જરા પણ

ભયનું નામ નહિ. બીજા દિવસે આ વાત અશ્વસેન રાજાને કહી. અશ્વસેન રાજા કહે, "અંધારી રાતે કાળો નાગ આપણી આંખે તો ન દેખાય. તમને એ દેખાયો તે પ્રભાવ નક્કી તમારા ગર્ભનો. મને લાગે છે કે જરૂર તમને મહાપ્રતાપી બાળક જન્મશે."

: ૨ :

સમય થતાં વામાદેવીને પુત્ર થયો. તેની કાન્તિ કહેવાય નહિ. ગુણ ગણાય નહિ. જ્ઞાન મપાય નહિ.

તેમનું નામ પાડયું પાર્શ્વ. રાજાના કુંવરને શેની ખોટ હોય? તેમની સેવામાં અનેક દાસદાસી હાજર છે. આનંદે ઉછરતાં પાર્શ્વકુમાર થયા મોટા. તેમના પરાક્રમનો પાર નહિ. દુનિયા આખી તેમનાં વખાણ કરે.

: ૩ :

આ વખતે કુશસ્થળ નામે મોટું નગર હતું. તેના રાજાનું નામ પ્રસેનજિત્. પ્રસેનજિત્‌ને એક કુંવરી હતી. તેનું નામ પ્રભાવતી. તે જ્ઞાન ગુણ તથા રૂપનો

ભંડાર હતી. તેના પિતાએ તેનો વિકાસ કરવાને ખુબ મહેનત કરી હતી. તે બાળા મટી યુવતિ થવા લાગી. હવે રાજારાણી વિચારે છેઃ "દેવી જેવી આ દીકરીને ક્યાં પરણાવીશું? આને લાયક પતિ ક્યાં મળશે?" તેઓ લાયક પતિની ખુબ શોધ કર્યા કરે. અનેક રાજ-રજવાડા તપાસે. પણ કોઇ જગાએ લાયક પતિ મળે નહિ.

: ૪ :

એક દિવસ સહિયરો સાથે પ્રભાવતી ઉપવનમાં આવી. ત્યાં રંગબેરંગી ફુલ છે; મીઠાં મીઠાં ફળ છે. સુંદર લતાના માંડવા છે; નાના નાના હોજ છે. તેમાં રાજહંસ તરે છે. કિનારે સારસ ઉભા ચરે છે. ઝાડ પર પંખી કલ્લોલ કરે છે.

પ્રભાવતી આ બધી શોભા જુએ છે ને આનંદ પામે છે. એવામાં એક ગીત સાંભળ્યુંઃ

( ઢાળ—અમર વાડીમાં ડંકા વાગે છે. )

ધીમાં ધીમાં ગંગાનાં નીર જ્યાંરે !
એક કાશી સોહામણું શહેર ત્યાંરે ! ધીમાં ધીમાં. ૧

ત્યાં રાજ્ય કરે રૂડા રાજીયારે ?
જેના જશ જગતમાં ગાજીયારે ! ધીમાં ધીમાં. ૨

રાજપુત્ર ત્યાં પાર્શ્વકુમાર છે રે !
રૂપગુણ તણા એ ભંડાર છે રે ! ધીમાં ધીમાં. ૩

નહિ જોડી જગતમાં જેમની રે !
કરે કવિ કથા શું એમની રે ! ધીમાં ધીમાં. ૪

જે પામે સ્ત્રી એ ભરથારને રે !
ધન્ય ધન્ય તેના અવતારને રે ! ધીમાં ધીમાં. ૫

પ્રભાવતીને આ ગીત બહુજ ગમ્યું. તેમાં પાર્શ્વકુમારના પ્રભાવના ખુબ વખાણ હતા. આ વખાણ સાંભળીને તેણે મનમાં નક્કી કર્યું કે પતિ હો તો આવોજ હોજો.

: ૫ :

પ્રભાવતી હવે યોગ્ય ઉમ્મરની થઈ છે. પતિની ચિંતામાંજ રહ્યા કરે છે. આ ચિંતાથી તેના શરીર પર અસર થઇ. સહિયરોએ પ્રભાવતીની આ સ્થિતિ જાણી અને તે સ્થિતિ દૂર કરવા તે હકીકત પ્રભાવતીના માતાપિતાને કહી. તેઓએ આ વાત જાણીને કહ્યું: "પાર્શ્વકુમાર પુરૂષોમાં શ્રેષ્ઠ છે ને પ્રભાવતી કન્યાઓમાં શ્રેષ્ઠ છે. એણે પોતાને લાયકજ પતિ શોધી કાઢયો છે. આથી અમે ખૂબ હરખાયાં છીએ." માતપિતાની આ વાત સહિયરોએ પ્રભાવતીને જણાવી. પ્રભાવતીને એથી આનંદ થયો. પણ પાર્શ્વકુમાર વિના ગમે નહિ. બીજા થોડા દિવસ ગયા અને તેનું શરીર તદ્દન લેવાઈ ગયું. આ જોઇને માબાપે નક્કી કર્યું કે પ્રભાવતીને પાર્શ્વકુમાર પાસે મોકલવી. જે બાળા જાતે પતિને શોધી કાઢે અને પરણવા જાય તેને સ્વયંવરા કહે છે.

: ૬ :

પ્રભાવતી એટલે રૂપગુણ અને જ્ઞાનનો ભંડાર. તેના વખાણ દેશેદેશમાં થાય. અને એથી ભલભલા રાજા પણ તેને પરણવાને ઈચ્છે. કલિંગ દેશનો રાજા યવન બહુ જબરો હતો. તે પ્રભાવતીને પરણવાનો નિશ્ચય કરીને બેઠો હતો.

જોતજોતામાં સઘળે વાત ફેલાઇ ગઇ કે પ્રભાવતી સ્વયંવરા થઇને પાર્શ્વકુમાર પાસે જાય છે. યવનરાજાએ આ વાત સાંભળી ને તે ખુબ ચીડાયો અને કહેવા લાગ્યોઃ '' હું છતાં પ્રભાવતીને પરણનાર પાર્શ્વકુમાર કોણ છે? અને પ્રસેનજિત્ રાજા પણ કોણ છે કે મને પ્રભાવતી ન પરણાવે ? હું જોઇશ કે પ્રભાવતી પાર્શ્વ-કુમારને કેવી રીતે પરણે છે ?''

યવન રાજાએ પોતાનું લશ્કર તૈયાર કર્યું. અને કુશસ્થળ નગર પર ચડાઈ કરી. થોડાજ સમયમાં લશ્કર કુશસ્થળ આવી પહોંચ્યું ને તેને ફરતો ઘેરો ઘાલ્યો.

ઘેરો એવો સખત કે નગરમાંથી કોઈપણ બહાર નીકળી શકે નહિ.

: ૭ :

રાજા પ્રસેનજીત્ ચિંતામાં પડયાઃ આટલા મોટા લશ્કરની સામે શી રીતે બચાવ થાય? જો કોઇ પણ રીતે રાજા અશ્વસેનની મદદ આવે તોજ બચાય. પણ તેને મદદનો સંદેશો કોણ પહોંચાડે !" વિચાર કરતાં પોતાનો મિત્ર પુરુષોત્તમ યાદ આવ્યો.

રાજા પ્રસેનજિતે પુરુષોત્તમને બોલાવ્યો ને પોતાનો વિચાર કહ્યો. પુરુષોત્તમ મિત્રનું કામ કરવાને તૈયારજ હતો. જીવની દરકાર કર્યા વિના રાત્રે તે છાનોમાનો નગરમાંથી બહાર નીકળી ગયો ને બને તેટલી ઝડપથી કાશી આવ્યો.

: ૮ :

અશ્વસેન રાજા સભા ભરીને બેઠા છે. ધર્મની વાતો ચાલે છે. એવામાં સિપાઈ આવ્યો. તે નમન કરીને

બોલ્યો: "મહારાજ ! બારણે કોઇ માણસ દૂર દેશથી આવ્યો છે. તે આપને કાંઇક અરજ કરવા માગે છે." અશ્વસેન રાજા કહે, "તેને જલ્દી અંદર મોકલો."

પુરુષોત્તમ અંદર આવ્યો ને રાજાને નમસ્કાર કર્યા પછી સઘળી હકીકત જાહેર કરી. આ વાત સાંભળતાં અશ્વસેન રાજા કોપાયમાન થયા. અને બોલી ઉઠયા: "યવન રાજાના શા ભાર છે કે તે પ્રસેનજિત્‌ને બીવરાવી શકે ? હું હમણાં લશ્કર લઇને કુશસ્થળ જાઉં છું."

તરતજ લડાઈનાં નગારાં વાગ્યાં. લશ્કર બધું એકઠું થવા માંડયું.

પાર્શ્વકુમાર મિત્રો સાથે આનંદ કરતા હતા. તેમણે લડાઇનાં નગારાં સાંભળ્યાં; લશ્કરની ગરબડ સાંભળી; અને એકદમ રમત પડતી મૂકી પોતાના પિતા પાસે આવ્યા. ત્યાં સેનાપતિઓને લડાઈ માટે તૈયાર થયેલા જોયા. એટલે પિતાને પ્રણામ

કરીને પૂછ્યું: ‘ પિતાજી ! એવો કોણ શત્રુ છે કે જેના માટે આપ જેવા પરાક્રમીને આવી તૈયારી કરવી પડે છે ? તમારાથી વધારે કે તમારા જેવો કોઈ પણ માણસ મારા જોવામાં આવતો નથી. ’ પિતાએ પુરૂષોત્તમને બતાવીને કહ્યું: “ આ માણસના કહેવાથી પ્રસેનજિત્ રાજાને યવનરાજાથી બચાવવા જવાની જરૂર પડી છે.

પાર્શ્વકુમારે આ સાંભળીને કહ્યું: “ પિતાજી ! યુદ્ધમાં તમારી આગળ કોઈ દેવ કે દાનવ પણ ટકી શકે તેમ નથી તો આ બિચારા યવન રાજાના શા ભાર છે ? પરંતુ તેની સામે આપને જવાની કાંઈજ જરૂર નથી. હુંજ ત્યાં જઈશ અને બીજાને નહિ ઓળખનારને શિક્ષા કરીશ. ” રાજા અશ્વસેન કહે, “ પુત્ર ! મુશ્કેલીથી ભરેલી લડાઇમાં તને મોકલવો તે મારા મનને ઠીક લાગતું નથી. હું જાણું છું કે મારા પુત્રનું

બળ અથાગ છે. પણ તે ઘરમાં રહી આનંદ વિનોદ કરે તેજ મને પસંદ છે.” પાર્શ્વકુમાર કહે, પિતાજી ! યુદ્ધ કરવું તે મારે મન આનંદ વિનોદજ છે. તેમાં મને જરા પણ મહેનત પડવાની નથી. માટે આપ અહિંજ રહો ને મને લડાઈમાં જવાની આજ્ઞા આપો.” પાર્શ્વકુમારના ખુબ આગ્રહથી રાજા અશ્વસેને તેમની માગણી કબુલ કરી.

: ૯ :

શુભ ચોઘડીએ પાર્શ્વકુમાર સૈન્ય લઈ કુશસ્થ તરફ ચાલ્યા. ત્યાં આવીને રાજરીત પ્રમાણે યવનરાજાને એક સંદેશો મોકલ્યો:હે રાજા ? આ પ્રસેનજિત્ રાજા મારા પિતાને શરણે આવેલા છે. માટે તેમને સતાવવા છોડી દો. મારા પિતા યુદ્ધ માટે અહિં આવતા હતા પણ તેમને મહામહેનતે રોકીને હું અહિં આવેલો છું. માટે અહિંથી પાછા ફરીને તમારે ઠેકાણે પાછા ચાલ્યા જાવ.જો જલ્દી

જશો તો તમારો ગુન્હો માફ કરીશું." પણ અભિમાની યવનરાજા શેનો માને? ઉલટો પાર્શ્વકુમારને ધમકી આપવા લાગ્યો: "જો પાર્શ્વકુમારને જીવતા રહેવું હોય તો પાછા ફરે." આ સાંભળીને યવનરાજાનો એક ઘરડો પ્રધાન બોલ્યો: "મહારાજ! ગમે તેમ કરો પણ પાર્શ્વકુમારને લડાઈમાં આપણે પહોંચી શકવાના નથી.વળી આપણી લડાઈ અભિમાનની છે. સાચી નથી.તો નકામી શા માટે માણસોની ખુનરેજી થવા દેવી? આ સંદેશો માની લેવો ને પાર્શ્વકુમારના શરણે જવું તેજ ઠીક છે."

યવન રાજાને વિચાર કરતાં આ વાત સાચી લાગી. તે પાર્શ્વકુમારને શરણે આવ્યો. હાથ જોડીને કહેવા લાગ્યો કે મારો ગુન્હો માફ કરો.

પાર્શ્વકુમાર કહે, "હે રાજા! તમારૂં કલ્યાણ થાવ. તમે મારાથી બીશો નહિ. તમારૂં રાજ્ય સુખેથી ભોગવો. પણ ફરીવાર આવું કરશો નહિ."

: ૧૭ :

કુશસ્થળ નગર ઉપરથી ઘેરો ઉઠી ગયો ને રાજા યવન ચાલ્યો ગયો. રાજા પ્રસેનજીત્‌ના હરખનો પાર રહ્યો નહિ. એક તો શત્રુનો ભય ગયો ને બીજું પાર્શ્વકુમાર ઘરને આંગણે મળ્યા.

તે પ્રભાવતીને લઇને પાર્શ્વકુમારની છાવણીમાં આવ્યા અને પાર્શ્વકુમારને હાથ જોડી વિનંતિ કરીઃ આપે યવનરાજાના ભયમાંથી બચાવીને મારા પર મોટો ઉપકાર કર્યો છે. પણ આ પ્રભાવતીની સાથે વિવાહ કરીને બેવડો ઉપકાર કરો. એ આપનેજ ચાહે છે ને આપનેજ યાદ કર્યા કરે છે. ”

આ સાંભળી પાર્શ્વકુમારે કહ્યું કે “ હે રાજા ' હું તો શત્રુથી તમારો બચાવ કરવા અહિંઆવેલો છું. પરણવાને નહિ. મારૂં કામ પૂરૂં થયું છે. માટે હું પાછો ફરીશ. ”

આ સાંભળી પ્રભાવતીના દુઃખનો પાર રહ્યો નહિ. તે મોટી ચિંતામાં પડી કે "હવે મારૂં શું થશે?" રાજા પ્રસેનજિત્ પણ વિચારમાં પડયા. આખરે મનમાં નક્કી કર્યું કે "પાર્શ્વકુમાર પોતે તો આ વાત માનશે નહિ પણ અશ્વસેન રાજાના કહેવાથી તે મારૂં ધાર્યું કરશે માટે અ-શ્વસેન રાજાને મળવાનું બ્હાનું કાઢી હું પાર્શ્વકુમારની સાથે કાશી જાઉં."

પાર્શ્વકુમારને વિદાય આપી. વિદાય આપતાં પ્રસે-નજિત્ રાજા બોલ્યાઃ હે "પ્રભુ! અશ્વસેન રાજાના ચરણને નમવા હું તમારી સાથે આવીશ." પાર્શ્વકુમારે ખુશી થઇને હા પાડી એટલે રાજા પ્રસેનજીત્ પ્રભાવતીને લઇ કાશી આવ્યા.

: ૧૧ :

પ્રસેનજિત્ રાજાએ અશ્વસેન રાજાને રાજરીત પ્રમાણે નમસ્કાર કરી પોતાની બધી હકીકત કહી. રાજા અશ્વસેને આ સાંભળી કહ્યુંઃ "આ કુમાર મૂળથીજ

વૈરાગ્યપ્રિય છે. તેથી તે શું કરશે તે હજી અમે જાણી શક્યા નથી; અમને પણ હોંશ છે કે ક્યારે તે યોગ્ય કન્યા સાથે પરણે ? જો કે તેને પરણવું પસંદ નથી છતાં તમારા આગ્રહથી પ્રભાવતી સાથેજ તેનો વિવાહ કરીશું.'

અશ્વસેન રાજા પ્રસેનજિત્ સાથે પાર્શ્વકુમારને મળ્યા અને કહ્યું કે 'પુત્ર! પ્રભાવતીને તારા માટે ઘણીજ મમતા છે. તને પરણવા માટે તેણે ખુબ સહન કર્યું છે. ખરેખર તારા માટે આથી વધારે લાયક કન્યા કોઈજ નથી. માટે પ્રભાવતી સાથે લગ્ન કરી અને સુખી થા."

પાર્શ્વકુમારે કહ્યું: "પિતાજી મને એ જીવન પસંદ નથી." છતાં પિતાના અતિ આગ્રહથી તેમણે પ્રભાવતી સાથે લગ્ન કર્યાં.

પ્રભાવતીના આનંદનો પાર રહ્યો નહિ. તે ગાવા લાગી કે:

જે પામે સ્ત્રી એ ભરથારને રે !<br>
ધન્ય ધન્ય તેના અવતારને રે !

: ૧૨ :

એક દિવસ પાર્શ્વકુમાર મહેલ ઉપર ચઢી ગોખમાં બેઠા છે. કાશી નગરીને જોઈ રહ્યા છે. એવામાં લોકોનાં ટોળે ટોળાં ફુલની છાબડીઓ ભરી ઉતાવળાં ઉતાવળાં નગર બહાર જતાં હતાં તે જોયાં.

પાર્શ્વકુમારે પાસેના માણસોને પૂછ્યું કે "આજ શેનો તહેવાર છે કે લોકો આટલા બધા ઉતાવળા થઇ નગર બહાર જઇ રહ્યાં છે ?" માણસોએ જણાવ્યું કે "કમઠ નામે એક મોટો તપસ્વી શહેરની બહાર આવેલો છે તે પોતાની ચારે બાજુ દેવતા સળગાવે છે. માથાપર સૂરજનો તાપ લે છે. એટલે કે પંચાગ્નિ તપ કરે છે. માટે લોકો તેની પૂજા કરવાને જાય છે."

પાર્શ્વકુમારને આવું કૌતુક જોવાની ઇચ્છા થઇ. તેઓ પોતાના માણસો સાથે ત્યાં આવ્યા. ત્યાં જોયું તો કમઠે પોતાની ચારે બાજુ મોટાં મોટાં લાકડાં મૂકીને ધુણી ધખાવી હતી.

કુશળ પાર્શ્વકુમારે પોતાના જ્ઞાનથી આ લાકડામાં એક મોટા સાપને બળતો જોયો. આ જોઇને તેમનું હૈયું દયાથી ઉભરાયું. તેઓ બોલી ઉઠ્યા: "અરે ! આ કેટલી બધી ગેરસમજ છે ! કેવળ શરીરને કષ્ટ આપવાથી તે તપ થતાં હશે? વગર સમજ્યે પશુની માફક ટાઢ તાપ સહન કરવાથી શું લાભ વારૂ ? તપ વગેરે ધર્મના અંગ અહિંસા વિના નકામાં છે. અહિંસા એજ પરમ ધર્મ છે. ધર્મ સમજીને ધર્મ આચરવો જોઇએ."

આ સાંભળી દેહદમનનેજ ધર્મ ગણનાર કમઠ બોલ્યો: 'હે રાજકુમાર ? ધર્મની બાબતમાં તમે શું જાણો ? તમે તો હાથી ઘોડા ખેલવી જાણો. ધર્મ તો અમારા જેવા તપસ્વીજ જાણે."

આ સાંભળીને પાર્શ્વકુમારને વિચાર થયો: "અહો માણસનું શું અભિમાન છે ને ? બિચારાને દયાની તો ખબર નથી ને ધર્મ કરે છે." તેમણે પોતાના માણસોને

કહ્યું: "આ લાકડું ધુણીમાંથી બહાર ખેંચી કાઢો ને સાચવીને તેના બે ભાગ કરો." માણસોએ તેમ કર્યું તો તેમાંથી મોટો નાગ નીકળ્યો. તેનું શરીર દાઝયું હતું. તેને પીડા થતી હતી. પાર્શ્વકુમારે તેને માણસ દ્વારા પવિત્ર શબ્દો (નવકારમંત્ર) સંભળાવ્યા. તે નાગ તરતજ મરણ પામ્યો

કમઠ આ જોઈ ઝંખવાણો પડી ગયો. તેને લાગ્યું કે પાર્શ્વકુમારે બધા વચ્ચે મારી ફજેતી કરી. એથી ખુબ ખીજાયો. એણે એ જાતનું તપ ચાલુજ રાખ્યું; થોડા સમયમાં આવું તપ કરીને મરણ પામ્યો. તે એક જાતનો દેવ થયો. તેનું નામ મેઘમાળી. પેલો નાગ મરીને નાગરાજ થયો. તેનું નામ ધરણેંદ્ર.

:૧૩:

વસંત ઋતુ આવતાં વનની શોભા ખીલી ઉઠી છે. ઝાડ બધાં નવાં પાંદડાંથી શોભે છે. ફુલનો પાર

નથી. મધ ચુસવા ભમરાઓ ગુંજારવ કરે છે ને ચારે બાજુ ભમે છે. ઝાડ પર પંખી મીઠાં ગીત ગાય છે. મીઠાં મીઠાં પાણીનાં ઝરણાં ખળખળ કરતાં વહી રહ્યાં છે. પાર્શ્વકુમાર પ્રભાવતી સાથે આ વનની શોભા જોવા નીકળ્યા. તેઓ ફરતાં ફરતાં એક મહેલ આગળ આવ્યા. મહેલ ખુબ રળીઆમણો છે. જ્યાં નજર નાખે ત્યાં કાંઇક સુંદર કોતરણી. જ્યાં નજર નાખે ત્યાં કાંઇક સુંદર કારીગરી. એ મહેલમાં પાર્શ્વ-કુમાર તથા પ્રભાવતી આરામ કરવા દાખલ થયા. મહેલના દિવાનખાનામાં ચિત્રો જોતાં જોતાં તેઓ એક સુંદર ચિત્ર આગળ આવ્યાં. તેમાં નેમનાથની જાન ચીતરેલી છે. નેમનાથ પશુનો પોકાર સાંભળે છે. તેમનું હૈયું દયાથી ઉભરાય છે. તેઓ પશુને છોડાવી મૂકે છે ને રથને પાછો ફેરવે છે. પાર્શ્વકુમારને આ જોઇ પોતાના જીવન સંબંધી વિચારો આવ્યા. જગતના મોજશોખ-માંજ જીવન પસાર કરવું તે આ જીવનનો હેતુ નથી.

જીવનનું સાચું સ્વરૂપ સમજી તેને આચરણમાં મૂકવું એજ યોગ્ય છે. એથી જગતના મોજશોખમાંથી તેમનું મન ઉઠી ગયું. ઉંચું જીવન ગાળવા દૃઢ ઈચ્છા થઇ. આવી ઈચ્છાને વૈરાગ્ય કહે છે.

પાર્શ્વકુમાર દુઃખીનો વિસામો હતા. પતિતના ઉદ્ધારક હતા. મન વચન ને કાયાથી કોઇ પણ પ્રાણીને દુઃખ ન થાય તેવું ઈચ્છતા હતા. તેમનો વૈરાગ્ય વધતોજ ગયો. વૈરાગ્યની બહારની નિશાની તરીકે તેમણે વરસ સુધી સોનામ્હોરોનું દાન દીધું. છેવટે ત્રણ ઉપવાસ કર્યા ને માતાપિતાનો ટુંકો સંબંધ છોડી દુનિયા સાથેનો પ્રેમભાવથી વિશાળ સંબંધ બાંધ્યો. એટલે સર્વ જીવોનું હિત કરવા સાધુ થયા. બીજા પણ ઘણા માણસો તેમની સાથે સાધુ થયા. તેઓ સાધુજીવન ગાળતાં એક ઠેકાણેથી બીજે ઠેકાણે ફરવા લાગ્યા.

: ૧૪ :

પાર્શ્વનાથ ફરતાં ફરતાં એક દિવસ શહેરની નજીક તાપસના આશ્રમ પાસે આવ્યા. સાંજ પડી ગઇ હતી ને રાત્રે ફરવું નહિ એટલે કુવા પાસે એક વડ નીચે ધ્યાન લગાવીને ઉભા.

મેઘમાળીને પાર્શ્વનાથ પર વૈર હતું એટલે તે રાત્રે પાર્શ્વનાથને અનેક જાતની સતામણી કરી. સિંહ તથા હાથીના ભય બતાવ્યા; રીંછ તથા ચિત્તાના ભય બતાવ્યા; સાપ ને વીંછીના ભય બતાવ્યા; એમ ઘણા ઘણા ભય બતાવ્યા. પણ પાર્શ્વનાથ જરાપણ ધ્યાનમાંથી ડગ્યા નહિ. છેવટે મેઘમાળીએ ભયંકર વરસાદનું તોફાન શરૂ કર્યું. આકાશમાં ઘનઘોર વાદળાં થયાં. ચારે બાજુ કાનને ફોડી નાખે તેવો વાદળાંનો ગડગડાટ થયો. વિજળી તો જાણે પડી કે પડશે તેમ ચમકવા લાગી. મુશળધાર વરસાદ શરૂ થયો.

ઝાડો ઉખડી પડયાં. પંખી ને જાનવરો બિચારાં નાસભાગ કરવા મંડયાં, જયાં જુઓ ત્યાં જળજળાકાર.

પ્રભુ પાર્શ્વનાથની ચારે બાજુ પાણી ફરી વળ્યું. જોત-જોતામાં પાણી ઢીંચણ સુધી આવ્યું. બીજી થોડી વાર થઇ ને પાણી કેડ સુધી આવ્યું. પછી તો ગળા સુધી આવ્યું ને છેવટે નાક સુધી આવ્યું પણ પાર્શ્વનાથ તો પોતાના ધ્યાનમાંથી સહેજ પણ ડગ્યા નહિ.

ધરણેંદ્ર નામે નાગરાજે આ જોયું ને તેણે પ્રભુના ઉપકારનો બદલો વાળવા જાતે આવી એ સતામણી બંધ કરાવી. આ વખતે પણ પાર્શ્વનાથ તો શાંત ભાવેજ ઉભા હતા. તેમને તો ધરણેંદ્ર પણ સરખો હતો ને મેઘમાળી પણ સરખો હતો. ધન્ય છે આવા સમભાવી મહાત્માઓને, જે મિત્ર અને શત્રુ તરફ પણ સમભાવ રાખી શકે છે !

: ૧૫ :

શ્રી પાર્શ્વનાથને આ બનાવ બન્યા પછી થોડાજ દિવસે કેવળજ્ઞાન એટલે સાચું અને પૂરેપૂરૂં જ્ઞાન થયું. એટલે તેમણે બધા લોકોને પવિત્ર જીવન જીવવાનો

ઉપદેશ આપ્યો. ઘણા સ્ત્રી પુરૂષો પવિત્ર જીવન જીવવા લાગ્યા. આ પવિત્ર જીવન જીવનારનો એક સંઘ સ્થાપ્યો. આવા સંઘને તીર્થ કહે છે. તેથી પાર્શ્વનાથ તીર્થ કરનારા એટલે તીર્થંકર થયા.

તેમના માતાપિતા તથા પ્રભાવતી પણ આ પવિત્ર સંઘમાં જોડાયા.

કુલ સો વરસનું આયુષ્ય ભોગવી શ્રી પાર્શ્વનાથ નિર્વાણ પામ્યા. એટલે સઘળા કર્મોના બંધનથી છુટી મુક્તિપદ પામ્યા.

બોલો શ્રી પાર્શ્વનાથ ભગવાનકી જય!
બોલો શ્રી તેવીશમા તીર્થંકર દેવકી જય!



મુંબઇ ઇલાકા કેળવણીખાતા તરફથી પ્રાથમિક શાળાઓમાં
ઇનામ-લાયબ્રેરી માટે મંજુર થયેલી

# બાળ ગ્રંથાવળી

## પ્રથમ શ્રેણી

૧ શ્રી રીખવદેવ
૨ નેમ–રાજુલ
૩ શ્રી પાર્શ્વનાથ
૪ પ્રભુ મહાવીર
૫ વીર ધન્નો
૬ મહાત્મા દૃઢપ્રહારી
૭ અભયકુમાર
૮ રાણી ચેલ્લણા
૯ ચંદનબાળા
૧૦ ઇલાચીકુમાર
૧૧ જંબુસ્વામી
૧૨ અમરકુમાર
૧૩ શ્રીપાળ
૧૪ મહારાજા કુમારપાળ
૧૫ પેથડકુમાર
૧૬ વિમળશાહ
૧૭ વસ્તુપાળ-તેજપાળ
૧૮ ખેમો દેદરાણી
૧૯ જગડુશાહ
૨૦ ધર્મ માટે પ્રાણ આપનાર મહાત્માઓ

## બીજી શ્રેણી

૧ અર્જુનમાળી
૨ ચક્રવર્તી સનત્ કુમાર
૩ ગણધર શ્રી ગૌતમસ્વામી
૪ ભરતબાહુબલી
૫ આર્દ્રકુમાર
૬ મહારાજા શ્રેણિક
૭ વીર ભામાશાહ
૮ મહામંત્રી ઉદાયન
૯ મહાસતી અંજના
૧૦ રાજર્ષિ પ્રસન્નચંદ્ર
૧૧ મયણરેહા
૧૨ ચંદનમલયાગિરિ
૧૩ કાન કઠિયારો
૧૪ મુનિશ્રી હરિકેશ
૧૫ કપિલ મુનિ
૧૬ સેવામૂર્તિ નંદિષેણ
૧૭ શ્રી સ્થુલિભદ્ર
૧૮ મહારાજા સંપ્રતિ
૧૯ પ્રભુ મહાવીરના દશ શ્રાવકો
૨૦ સ્વાધ્યાય